# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

[ ભાગ – ૭ ]

સુલતાન સિંહ ‘જીવન’

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો ૬ઠ્ઠો ભાગ એપ્રિલ ૨૦૧૭ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. કૃતિના બધાજ અધિકાર લેખકના આધીન છે. ]

તણખલા (કાવ્યસંગ્રહ) ભાગ – ૭

લેખક – સુલતાન સિંહ ‘જીવન’
મહેસાણા – ૩૮૪૦૦૨
ઈ-મેઈલ : raosultansingh@gmail.com
મોબાઈલ : +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
વેબપેજ : http://vichaarvrund.wordpress.com



**Published On : એપ્રિલ – ૨૦૧૭**

**Price – free**
**[ Online or PDF ]**

**Publisher :- Sultan Singh**
**Self Published**
**45/B, Bamosana nagar,**
**Mehsana – 384002**

**Online Published On :-**
**Sultan Singh ‘Jivan’**
**Pratilipi Team**
**[ gujrati.pratilipi.com]**

**Book Disign Work :- Self**

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈંક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈંક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈંક ને કઈંક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

# ~: અનુક્રમણિકા :~

# ૩૦૧. ગોલ્ડન લાઈફ...

જીદંગી પણ આ આપણી યુવાનીમાં કેટલી હાઇલાઇટ હોય છે,
સપનાઓ રંગીન ભલેને વાસ્તવિકતા બ્લેક એન્ડ વાઈટ હોય છે,

દર્પણમાં દેખાતી આ સુંદરતા પણ જોઇ તો જો માયાળુ કેવી વિચિત્ર,
ક્યાંક પ્રેમની આભાસી છબીઓ, ક્યાંક માત્ર સપનાની સાઈટ હોય છે,

કેટલી અદભુત છે ને ખુદાએ બનાવેલી આ દુનિયાની કરામતો પણ,
પૃથ્વી આખી ગોળ છે ક્યાંક દિવસ હોય ક્યાંક વળી નાઈટ હોય છે,

અહીંયા ફામ્ફા છે હો ઘરવાળીની તબિયતના રોજેરોજ લથડતા હાલથી,
ત્યાં સામે હરહંમેશ પેલા બાજુવાળાની પત્ની તો ઓલરાઇટ હોય છે,

જો જીવનમાં ક્યારેય સામનો ન થાય આ પ્રેમની અવળી સાઈટનો,
તો આપણી પાસે પણ ખુદાની આપેલી ગોલ્ડન લાઈફ હોય છે.

~ સુલતાન સિંહ 'જીવન:
( ૧૨:00 રાત્રે, ૧૯ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૩૦૨. છૂટી જાય છે....

ક્યારેક જીવન, મોતનો અણસાર છૂટી જાય છે,
ક્યારેક હાથમાં આવેલ હાથ પણ છૂટી જાય છે,

ભૂલવું પણ મુશ્કિલ છે, જેને ચાહ્યુ હોય દિલથી,
સંજોગ સાથે સંબંધના તાર પણ છૂટી જાય છે,

દુનિયા નથી હો કોઈ કુરુક્ષેત્રનો મહાસંગ્રામ,
છતાંય નાતજાતના ભેદથી સાથ છૂટી જાય છે,

હવે તો ધૂપ દીપથી પણ નથી રિજાતા દેવો,
થોડીક ભૂલમાં પુજેલા પીર પણ છૂટી જાય છે,

સરોવરના વહેણો ક્યાં બંધાય છે, દુનિયામાં,
બંધોમાં જાળવેલા તો નીર પણ છૂટી જાય છે,

મૃગજળ સમાન સપનાઓના પાછળ દોડીને,
પાણીના સરોવરો પણ પાછળ છૂટી જાય છે,

અક્સિર નથી કોઈ દવાઓ કે અંતથી ઉગારે,
સમયની સાથે છેલ્લા શ્વાશ પણ છૂટી જાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૩૫ રાત્રે, 30 ડિસેમ્બર ૨૦૧૬ )

# ૩૦૩. જુના વર્ષનો સાર...

નવા વર્ષના નવા, દિવસોમાં હજુ વાર છે,
પડખું ફેરવતા જુના વર્ષનો જ આ સાર છે,

પત્તાઓ જેમતેમ રંગાયેલ હશે જુના વર્ષે,
નવા વર્ષ માટે જીવનના નવા આકાર છે,

એવું તો નથી જ, કે બધું પાછળ છૂટી જશે,
સમયની સાથે આ બદલતા અણસાર છે,

એને ભૂલાવી વળી હું ક્યાં જીવી જવાનો,
નવા વર્ષેમાં હજુ વેદનાઓ પારાવાર છે,

રોકી લેત હું, તારી સાથેના દરેક સમયને,
રોકનાર મુજમાં બીજો ક્યાં સર્જનહાર છે,

દુઃખ, સુખની તો કોઈ વાત નથી આ વર્ષે,
આ બદલાવ પણ વીતેલા વર્ષનો સાર છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૭ બપોર, ૧ જાન્યુ. ૨૦૧૭ )

## ૩૦૪. હોવું છે મારે..

આજે ખુલ્લું આસમાન જોવું છે મારે,
એના વગર હવે જરાક રોવું છે મારે,

એવું નથી કે દુઃખ એકલા જીવનમાં,
થોડુક સુખ એના માટે ખોવું છે મારે,

ભલે પ્રેમની સાબિતીમાં શબ્દો નથી,
નિશબ્દ શ્વાસોથી સમજાવવું છે મારે,

આંખમાં એ સાથના અરમાનો ને,
એ આહેસાસોમાં નિચોવવું છે મારે,

દિલ મારુ આમતો સાફ સુતરું જ છે,
છતાંય એની યાદોમાં ધોવું છે મારે,

જુદાઈની વેદના કદાચ નથી જાણતો,
પ્રેમની સોયમાં દર્દને પરોવું છું મારે,

કહેતી હતી તુજ સહારે જ મારુ હોવું,
મારા વગર પણ તારું હોવું છે મારે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૨૩ બપોરે, ૨ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૦૫. જાજરમાન પ્રેમી

જવાનીના મેં દરેક ઉફાન જોયા છે,
લાગણીઓના મેં તોફાન જોયા છે,

સ્તનના ઊંચાનીચા એ અકારોમાં,
ધડકતા હૈયાના અરમાન જોયા છે,

સપનાના ભલે ક્યાંય મકાન નથી,
વિચારો ને થતા મહેમાન જોયા છે,

પ્રેમમાં ક્યાં અધિકારના હક હોય,
છતાં કેટકેટલાય ફરમાન જોયા છે,

ભાવ અને સંવેદન ભલે નથી રહ્યા,
પ્રેમમાં થતા દિલ યુવાન જોયા છે,

જરૂરી ક્યાં છે કોઈ દેવ-દેવીનું હોવું,
પ્રેમીઓ એવા જાજરમાન જોયા છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૪ રાત્રે, ૩ જાન્યુ, ૨૦૧૭ )

# ૩૦૬. સાગર વચ્ચે...

અદાલતો ક્યાં ગોઠવાય છે હવે બજાર વચ્ચે,
ન્યાય કયા થાય છે અહીં ન્યાયાલયની વચ્ચે,

ખરો ન્યાય નથી મળતો ચંદ્રની શિતળતાનો,
નિર્ણય એ રહી જાય છે, સૂરજના પ્રકાશ વચ્ચે,

લાગણીઓ અને આ ભાવના હવે કોને કહેવી,
સંવેદનો અટવાઇ જાય, વાસના વિકાર વચ્ચે,

કસ્તીઓ ઓચિંતા નથી ડૂબી જતી મધદરીયે,
વમળોને તોફાન સર્જાતા રહે છે સાગર વચ્ચે,

વર્ષાની ઋતુ પણ ક્યાં હવે સમયસર ચાલે છે,
ફેરફારો થાય એમાં, હવાનો મોસમની વચ્ચે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૫ બપોરે, 3 જાન્યુ. ૨૦૧૭ )

# ૩૦૭. સાક્ષાત્કાર

કેટલાય જુદા જુદા પ્રકાર લાગે છે,
પ્રેમમાં રસ્તાઓ સર્પાકાર લાગે છે,

મંજીલ અને માર્ગ બંને છે અજાણ્યા,
છતાંય એના પ્રિય આકાર લાગે છે,

મનમાં ઉછળતી અવિરત લાગણી,
ક્યાંક છે પ્રેમ, ક્યાંક વિકાર લાગે છે,

સમજી શકવું મુશ્કેલ છે સંવેદનોને,
એટલે જ આ પ્રેમ નિરાકાર લાગે છે,

સપનાઓ કેટલા વાસ્તવિક છે હવે,
ઉંઘમાં પણ એ સાક્ષાત્કાર લાગે છે,

~ સુલતાન સિંહ 'જીવન:
( ૨:૦૦ બપોરે, ૩ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૦૮ . આસપાસ છે...

એના ઓચિંતા પાછા ફરવાની મને આસ છે,
લોકો કહે છે, તળાવમાં છું છતા કેમ પ્યાસ છે,

હવાની કે પાણીની પણ કોઈ કમી તો નથી,
ઝંઝાવાતને સાગર અહીં બંને આસપાસ છે,

એની યાદોનું આ વેરાન પટલ તડપાવે છે,
આ એક જાણે ધરતી, બીજુ માત્ર આકાશ છે,

ચંદ્રની માયામાં વિચિત્ર મોહિની છે રાતની,
પણ એમાંય એના સાથેની પળો જ ખાસ છે,

ફરકતી ફૂલની પત્તિ જોઇને યાદ એની આવે,
એની કમરમાં પણ ગુલાબ જેવી જ કુમાશ છે,

ઝંખના જીવની ક્યાં અસ્ત થાય રાતની જેમ,
એની યાદોમાં જાણે, દુઃખનો આખરી માસ છે,

આવવાની નથી એ પાછી ફરીને હુંય જાણું છું,
પણ દિલને તો આવવાનો ગાંડો વિશ્વાસ છે,

નથી ઈચ્છતો કે મારી પણ કોઈ પુરાણ બને,
આપણે ન ભગવાન, કોઈ ક્યાં વેદવ્યાસ છે,

દિલ કેમ હજુય ધડક્યા કરે છે એની યાદોમાં,
છેલ્લે સુધી ચાલતા કદાચ, એના જ શ્વાસ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૭ રાત્રે, ૩ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૦૯. કૃષ્ણ, પ્રેમ અને વૃંદાવન

ઝાડનું તો પાન પણ મને મોરપીંછ જેવું લાગે છે,
કોઈ હવે જો હોર્ન મારે તોય મોરલી જેવું લાગે છે,

પ્રેમ અને સ્વીકાર બંને બહુ જરૂરી છે જીવનમાં,
જાણ્યા પછી દરેક સ્થાનક વૃંદાવન જેવું લાગે છે,

ક્યાંક ખોવાયેલી હશે એ મીરા દીવાની સંસારે,
પ્રેમમાં પડી રાધાના, જીવન કૃષ્ણ જેવું લાગે છે,

જરુરી નથી ધર્મ, કર્મ અને નાતજાત ને ભૂલવું,
કૃષ્ણના પ્રેમમાં પડી બધું ડહાપણ જેવું લાગે છે,

આસ્તિકપણામાં હું ઘણા દેવોને પુજીને બેઠો છું,
જાણ્યા કૃષ્ણને પછી, બધું ગાંડપણ જેવું લાગે છે,

અહીંયા ક્યાં કોઈનું પ્રવચન હવે કાને વાગે છે,
હવે તો દુઃખ અને સુખ બંને આનંદ જેવું લાગે છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૦ બપોરે, ૫ જાન્યુ. ૨૦૧૭ )

## ૩૧૦. તો આવજે..

સાથે રહેવાનો સ્વીકાર હોય તો આવજે,
દિલમાં પ્રેમનો વિચાર હોય તો આવજે,

એવું નથી કે તું સૂરજના પ્રકાશમાં આવે,
રાતનો ભલેને અંધકાર હોય તો આવજે,

ફૂલો મહેકવા વસંતની રાહ નથી જોવી,
ભલે પાનખરનો સાથ હોય તો આવજે,

કોને કહ્યું કે પ્રેમમાં કેટલાય બંધનો હોય,
દરેક બંધનથી મુક્ત થવાય તો આવજે,

મંદિરમાં આવવાની કોઈ જરૂર નથી હો,
ઈશ્વર જો દિલે સાક્ષાત હોય તો આવજે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૩:૧૦ બપોરે, ૬ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૧. અજાણ છે...

ઈશ્વર તો છે કદાચ, દુનિયાથી અજાણ છે,
માણસ છે, પણ માણસાઈ થી અજાણ છે,

પ્રેમ વિશે કોઈ વ્યાખ્યાઓ નથી કરાતી,
લોકો તો હજુ વાસ્તવિકતાથી અજાણ છે,

ધજા, ભાષા, રંગો, સ્થાનકોના છે ઝગડા,
સંસાર હવે સર્જનહારથી પણ આજાણ છે,

પ્રેમ, દ્વેષ, ઈર્ષ્યા ને અહંકારની ભાવના,
માણસ હવે વિકારના વારથી આજાણ છે,

વાહ... કહેવાની તમારી અજીબ છે અદા,
સંસાર કદાચીત આ અદાથી આજાણ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:30 સવારે, ૨ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૨. અંજામ થઇ જશે...

કોણ જાણે છે કે અહીં કેવા અંજામ થઇ જશે,
સૂકા હોઠો પર હોઠોના ભીના ડામ થઇ જશે,

વર્ષોથી જેમના જવાબોમાં નકાર રહ્યો છે,
એમના હકાર પણ આજ સરેઆમ થઇ જશે,

દુરીઓ જો સહેજ અમથી પણ જ્યારે ઘટશે,
બંનેના શરીર એકમેકમાં સમાન થઇ જશે,

ક્યાં ઝંખનાઓ હતી અમને આ મદીરાની,
ઓચિંતા ક્યાં ખબર, મીઠા જામ થઇ જશે,

દુનિયાનું સત્ય નથી કાઈ સમજાય એવું,
જ્યારે સમજાશે છેલ્લો જ અંજામ થઇ જશે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૨૩ રાત્રે, ૬ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૩. હાસ્ય હજલ કાવ્ય

ક્યારેક તો દિમાગની તુંય પત્તર રગડીશ ને,
અરે હા, ઉતરાણ છે મારી ફીરકી તો પકડીશ ને...?

કેટલા દિવસો થયા છે, ને નખ નથી વાગ્યા,
કાલે તો ફરીવાર પહેલાની જેમ જ ઝગડીશ ને...?

હા બહુ જાડી થઇ ગઇ છે આજકાલ ખાઇપીને,
પણ ઢાળથી ધકેલીશ, તું ત્યારે તો ગગડીશ ને...?

સાલું કેટલાય દિવસથી ઠંડીમાં ઠર્યો જ નથી,
એટલે હવે તો રાત્રે, તું બહાર મને તગડીશ ને...?

લે બહુ સુધરેલા જેવી વાતો છે, આજકાલ તો,
મારી સાથે રહીશ પછી થોડીક તો બગડીશ ને...?

~ સુલતાન સિંહ 'જીવન:
( ૧૦:૦૫ રાત્રે, ૮ જાન્યુ ૨૦૧૭ )

# ૩૧૪. તું એટલે...

તું,
એટલે,
એ દરેકે દરેક લાગણીઓનો,
ઉભરો,
કે જે ઓચિંતા આવીને,
મદહોશ કરી મૂકે છે...

તું,
એટલે,
એ દરેકે સ્પર્શમાં અનુભવતો,
અનહદ આનંદ,
અને દિલમાં સોમરસની,
જેમ આવતો એ ભાવ...

તું,
એટલે,
મારી આંખોમાં પડઘાતું,
એ પ્રતિબિંબ,
જેમાં હું સંપૂર્ણ મને,
જોઈ શકું છું...

તું,
એટલે,
ભરતીનો એ ધોધ,
કે જે સુનામી સર્જીને વિનાશ,
અને તારાજી સર્જે છે
છતાં મને એમાં,
આનંદ આવે છે...

તું,
એટલે,
ઓચિંતા જ રાત્રે,
ઊંઘમાં હોવા છતાં,
સપનામાં આવી જતો એ ચહેરો,
કે જે દિલમાં પણ છે,
અને દિલની,
દરેક ધબકારમાં પણ...

તું,
એટલે,
મારામાં પ્રેમનું સ્વરૂપ,
જેમાં ખોવાઈને જ હું મને,
પ્રેમસ્વરૂપમાં ભેળવાયેલો,
મેળવી શક્યો...

તું,
એટલે,
એ વરસાદનું પહેલું ટીપું,
કે જેની ચાહતમાં,
મેં કેટલાય દિવસ ખુલા,
આકાશ નીચે વિતાવી,
નાખ્યા હતા...

~ સુલતાન સિંહ
( ૪:૩૪ બપોરે, ૭ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૫. જીવન...

પ્રકૃતિ જેવું છે,
રંગીન જીવન

વીજળી જેવું,
પળનું જીવન

વાદળ જેવું,
ભમતૂ જીવન,

જળના જેવું,
સરતૂ જીવન

ખાઈ જેવું,
ઊંડું જીવન,

પહાડ જેવું,
ઊંચું જીવન,

મેદાન જેવું,
સપાટ જીવન,

પંખી જેવું,
ઉડતું જીવન,

દરેક શ્વાસે,
વહેતુ જીવન,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૬ રાત્રે, ૨ ડિસેમ્બર ૨૦૧૬ )

# ૩૧૬. જિંદગીની રમત

દરેક પળોને અહીં આનંદથી માણવાની છે,
જીવનની આખર આ કહાની જાણવાની છે,

કોણ કહે છે, કુદરત જ કરે છે ખેલ નીરાલા,
સર્જનહાર સાથે પણ ચેલેન્જ મારવાની છે,

મોત પણ આ સૃષ્ટિનું છેલ્લું સ્થાન તો નથી,
છતાંય એને જ મંજીલ હવે તો ધારવાની છે,

ખુશી મળે અને જીવતા હોવું જરૂરી તો નથી,
દુઃખની વેદના પણ આનંદમાં ગાળવાની છે,

ક્યાં દુશ્મનો સાથે મેદાને ઉતરવું જ છે હવે,
અંગત લોકો સાથે પણ મજા હારવાની છે,

અસફળતાનો આ કેવો ચારણીઓ ખેલ છે,
સફળતા આપણે જેમાં જાતે ચાળવાની છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૨ રાત્રે, ૯ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૭. અર્પણ કરવું છે...

આજે લાગણીઓનું મારે હવે તર્પણ કરવું છે,
તારી પ્રીતને ભૂલી, બધું તને જ અર્પણ કરવું છે,

એવું નથી કે હું જીવી નહીં શકું તારા ગયા પછી,
બસ મારા પ્રેમનું તને, આજે સમર્પણ કરવું છે,

કોઈ ગઝલ, કવિતા કે શાયરી ભલે ને ન બને,
મારે દિલના ભાવોનું જ માત્ર નિરૂપણ કરવું છે,

હવે નથી જોઈતી કોઈ સાથની ખોટી ઝંખના,
મારે એકાંત સાથેનું હવે તો, સગપણ કરવું છે,

અહા.. તને ભૂલી કેમ હું, હું બની ને રહી શકીશ,
છતાં હવે મજબૂરીઓમાં, એ ડહાપણ કરવું છે,

બસ આ શબ્દોનું મીઠું થોડું ગળપણ કરવું છે,
તારી પ્રીતને ભૂલી, બધું તને જ અર્પણ કરવું છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૮ બપોર, ૧૨ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૧૮. તું એટલે તું.

સાચું તો એ છે કે...

તું,
એટલે
તું,

તું
એટલે
સમાજના બંધનોમાં,
બંધાયેલો,
અને
લોખંડી મઝબૂત,
આદર્શો જેવા,
રીત રિવાજોને,
વીંટળાઈ વળીને,
કેદ થયેલો છોડ

તું
એટલે,
મારા દિલમાં,
ઓતપ્રોત હોવા છતાં,
મારા નશીબ,
અને
હાથની રેખાઓમાંથી,
ભુસાયેલી રેખા...

તું
એટલે
કેટલાય સંવાદો,
બાદ ઉલજી,
પડેલો સંબંધોનો,
ઢગલો,

કે,
જેમાં તારી લાગણી,
અને મારી,
અપેક્ષાઓ,
છૂટી પાડવી,
અશક્ય થઇ પડે...

તું,
એટલે,
મારી લાગણીઓમાંથી,
બાદ થયેલો,
બંધન અને,
બહાનાઓનો,
જવાબી ભાગ...

તું,
એટલે,
મારામાં પ્રેમનું,
છેલ્લું સ્પંદન શુદ્ધા,
ઉખાડી ફેંકનારું,
ઝંઝાવાતી,
તોફાન..

તું,
એટલે,
મારા દરેક,
શબ્દોમાંથી,
નિરૂપણ પામીને,
પ્રેમરસથી લિપ્ત,
શૃંગાર રસમાં
ભીંજાઈ સર્જન પામતું,
એક કાવ્ય...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૪૧ રાત્રે, ૧૪ જાન્યુ ૨૦૧૭ )

# ૩૧૯. પતંગની વાત છે...

અદભુત, અજાયબ અને રંગબેરંગી સોગાત છે,
બસ જીવન જાણે કે દોરી અને પતંગની વાત છે,

જરૂરી નથી એમ ખુશીઓનું હંમેશા વધતું રહેવું,
ઢીલ જાય અને ખેંચાય જાણે કે દોરીની જાત છે,

કોઈકનું કાપવું અને સામસામે લડ્યા જ કરવું,
કળા અને આનંદ આખર તો પતંગની વાત છે,

હું પણ ક્યારેક તો સાવ નિઃસહાય જેવો હોઉં છું,
જાણે જિંદગી પણ કપાયેલા પતંગની જાત છે,

ક્યાક હવામાં ઉડવું, અને ક્યાક ફરફડતા રહેવું,
જાણે બધી સૂઝ, સમજ અને સંયોગની વાત છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ઉત્તરાયણ, ૧૪ જાન્યુ. ૨૦૧૭ )

## ૩૨૦. એટલે જ તો કહ્યું કે આવજો...

ભલે નહી સાચવો તમે સબંધ, કામ પડ્યે તો જરૂર આવજો,
ચાલ દોસ્ત હવે હુંય નીકળું છું, એટલે જ તો કહ્યું કે આવજો,

દિવસ ક્યાં પાછો, ઉગવાનો છે ફરી વાર હવે અહીં આજનો,
કદાચ હવે તો કાલે જ મળાશે, એટલે જ તો કહ્યું કે આવજો,

સાથ સહકારની જ વાત આ જીવનમાં માત્ર નથી હોતી હવે,
પ્રીતના ફૂલ મુરજાઈ રહ્યા છે, એટલે જ તો કહ્યું કે આવજો,

હાલચાલ ક્યારના ઠીક તો નથી જ મારા અહીં તારા વગર,
બોલાવુ તને એવો હતો વાયદો, એટલે જ તો કહ્યું કે આવજો,

તારા સિવાય તો ક્યાં કોઈ ને અધીકાર પણ મને સતાવવાનો,
તું પણ ક્યાં હાજર હતી ત્યારે, એટલે જ તો કહ્યું કે આવજો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૯:૪૮ રાત્રે, ૧૭ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૧. સરી જઈશ...

જરા કહે તને શુ લાગે છે, કે હવે હું મરી જઈશ,
પાગલ હું તો સમય છું, તરત જ સરી જઈશ,

પથ્થર જેટલો ભાર નથી, હો ઘમંડનો મુજમાં,
પડી ને પણ પાણીમાં ડૂબ્યા વગર તરી જઈશ,

મારુ ક્યાં કોઈ નિશ્ચિત સ્થાન હતું જ ધ્રુવ જેવું,
કોઈકની ઈચ્છા ખાતર પણ હું તો ખરી જઈશ,

હું ક્યાં છું સખત, આ જીવનમાં પથ્થર જેવો,
છું હું પાણી જેવો, ભેળવશો ત્યાં ભળી જઈશ,

હું નથી સ્થિર સુરજ જેવો કાયમી સ્થાન પર,
સમયના કાંટાની જેમ હું તો ગોળ ફરી જઈશ,

જીવનમાં ક્યાં બંધનો છે, સર્જનહારે ઘડેલા,
ધર્મના જુઠ્ઠા નિયમોને તો ધ્વસ્ત કરી જઈશ,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૨૬ રાત્રે, ૧૧ જાન્યુ. ૨૦૧૬ )

# ૩૨૨. કિતાબ વાંચું છું...

જીવનની આ ખુલ્લી કિતાબ વાંચું છું,
દિલમાં ઉગતા દરેક વિચાર વાંચું છું,

જીવન નથી કોઈનું સગું આ સંસારે,
એટલે જ આ મોતની જાત વાંચું છું.

ગીતા, કુરાન, કે બાઇબલમાં નથી,
એ માણસાઈનું સંવિધાન વાંચું છું,

કોણ કહે છે કે સત્ય માત્ર ધર્મોમાં છે,
હું અધર્મોની દર એક વાત વાંચું છું,

સ્મૃતિઓના ક્યાં પડ્યા છે થડકલા,
એટલે ઉર્મિઓની કિતાબ વાંચું છું,

નથી જ જોઈ શકાતું કોઈનું સ્વરૂપ,
કદાચ એટલે દરેક નકાબ વાંચું છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧;૨૩ રાત્રે, ૧૯ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૩. ઓગળતી નથી...

અભિલાષાઓ અહીં ઓગળતી નથી,
પ્રેમ નામની કમાણી પીગળતી નથી,

વચનો અને વાયદાઓ ભુલાઈ જાય,
લાગણીઓને દુનિયા નિગળતી નથી,

રાત દિવસ જે આંખો સામે બેસી રેતી,
ખયાલોમાં એય હવે ટળવળતી નથી,

કેમ આજ એ દૂર ભાગી જાય નજરથી,
બૂમ પડયા કરું છતાં સાંભળતી નથી,

જોને પ્રેમની આ વેલડી કેવી સુકાઈ છે,
આંસુ રેડવા છતાં હવે પાંગળતી નથી,

પહેલા એને જોઈને હું તૃપ્ત થઇ જતો,
હવે યાદોમાં પણ એ ટળવળતી નથી,

પહેલા પ્રકાશ છવાયેલ ચહેરે રહેતો હું,
હવે પ્રકાશની રેખા'ય સળવળતી નથી,

સંવેદનોના મોઝા પછડાયા કરે કિનારે,
એટલે ઇચ્છાની બોટ લાંગળતી નથી,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૦૨ રાત્રે, ૯ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૪. સંદેશ..

આથમતો સુરજ પણ જાણે કે સંદેશ આપે છે,
નવી ઉગતી સવારનો જાણે આદેશ આપે છે,

એવું નથી જ કે અંત છે ઉજાશનો દુનિયામાં,
મળવાનો કિરણો સાથે જાણે નિર્દેશ આપે છે,

એક પ્રદેશમાં અજવાશ છે, એકમાં અંધકાર,
ભેટમાં સોનેરી કોઈકને જાણે પ્રદેશ આપે છે,

ક્યારેક સ્વદેશમાંજ આખો દિવસ પડ્યો રહે,
રાત્રે રખડવા સપનાઓ ને વિદેશ આપે છે,

શુ જિંદગી છે અહીંયા તારા દિલના આ ખૂણે,
માંગુ એક જ ગામ, ને તું આખો દેશ આપે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૦૯ બપોરે, ૨૧ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૫. થાઉં છું..

નિરાશ નહીં, સંસારમાં આનંદિત થાઉ છું,
દુઃખ ત્યજીને હવેતો સુખની સાથે થાઉ છું,

ક્યારેક ભજવાતા આ નાટક સમા સંસારે,
ઓચિંતા નટ, પછી નૃત્યકાર પણ થાઉ છું,

ક્યારેક હસવું, અને સમય સાથે રડી લેવુ,
સમજાય નહિં, છતા હું હરખઘેલો થાઉ છું,

જીવનના વિસ્તારમા આવતાં કથાનકો,
સાક્ષાત પણ અને આભાસી પણ થાઉ છું,

મૃગજળની પાછળ ભમ્યા કરવા કરતા,
તરસ્યો જ હોવા છતાંય હું તૃપ્ત થાઉ છું,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૩ બપોરે, ૧૨ ડિસે. ૨૦૧૬ )

# ૩૨૬. અહેસાસ આસપાસ

કોઈ ખાસ અનુભવ,
અને...
તારી સાથે વિતાવેલો,
અનેરો અહેસાસ હતો,
એ સમયમાં ક્યાં સમય,
મારી સાથ હતો,
જરૂરી નથી સાથે જ રહેવું,
હરહંમેશ આપણું,
પણ સાચું કહું,
તો,
તારો અહલાદક,
મળેલો સહવાસ હતો,
લાગણીઓમાં તારી,
હું પણ,
ભીંજાયેલો જ હતો,
મળતો શ્વાશ પણ,
હવે તો જાણે,
કુદરતમાં ભેળવાયેલો,
મને મળતો પ્રેમરૂપી,
તારો જ,
ઉષ્ણ ઉચ્છશ્વાસ હતો,
કોઈક આવરણ હતું,
મારી ચારેય કોર,
ઘેરાયેલું,
જાણે તારા હોવાપણા,

અંગેનો અહેસાસ,
દરેક પળમાં,
મારી જ આસપાસ હતો,
એવું નથી તારું
હોવાપણુ જ ખાસ,
છે,
મારુ હોવાપણું,
અને મારો ક્યાં કોઈ,
તારા પ્રત્યેનો,
પ્રેમ પણ એટલો ખાસ હતો,

~સુલતાન સિંહ 'જીવન'
( ૮:૪૪ રાત્રે, ૨૦ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૭. કાન જેવું લાગે છે...

વૃંદાવનમાં મને કાન જેવું લાગે છે,
અયોધ્યામાં મને રામ જેવું લાગે છે,

કોઈ જો કહે ધર્મની વાતે લડવાનું,
એ શબ્દોમાં અપમાન જેવું લાગે છે,

આ સંસારમાં રહેવું છે વાસ્તવિકતા,
પણ હવે જાણે મહેમાન જેવું લાગે છે,

એવું ક્યાં છે કે ઈશ્વરને નથી માનતો,
પણ નાસ્તિક હોવું શાન જેવું લાગે છે,

ખુશીઓનો સંસાર જાણે કે સ્વર્ગ છે,
દુઃખનો ઇજારો સમશાન જેવું લાગે છે,

પેલા ઇચ્છાઓમાં બધું ભવિષ્ય હતું,
જાણી આત્મને વર્તમાન જેવું લાગે છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૪:૨૭ બપોરે, ૨૨ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૮. એવાય કેટલાક ભાઈબંધો છે,

મને કાઈ થાય તો દુનિયા હલાવી નાખે, એવાય કેટલાક ભાઈબંધો છે,
યમરાજને હરાવી દઈ પણ પાછો મુકાવે, એવાય કેટલાક ભાઈબંધો છે,

સુખમાં તો અમે લોકો આખી ગેંગ બની દુનિયાને દરેક રંગોમાં માણીયે,
દુઃખના સમયે દીવાલ બનીને ઉભા હોય, એવાય કેટલાક ભાઈબંધો છે,

હું તો ક્યાં કદી પડ્યો છું પ્રેમના જુઠ્ઠા ચક્કરોમાં, ને દગો મળ્યો હોય,
મારા માટે એને માંડવામાંથી પણ ઉઠાવે, એવાય કેટલાક ભાઈબંધો છે,

ક્યારેય સંજોગ તો નથી જ થયા સર્જનહાર સાથે લડી ઝગડી લેવાના,
એમાંય મને હારવા કોઈ હાલમાં ન જ દે, એવાય કેટલાક ભાઈબંધો છે,

સત્યને જાણ્યા બાદ મોત સાથેનો છેલ્લો ભેટો મને પણ મંજુર જ છે,
બાકી યમરાજને હરાવી પાછો મુકાવે, એવાય કેટલાક ભાઈબંધો છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૭ બપોરે, ૨૩ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૨૯. આ કોઈ ગઝલ નથી...

અમુક લિટીની ગોઠવણ છે, આ કોઈ ગઝલ નથી,
શબ્દોમાં માત્ર સંવેદના છે, આ કોઈ ગઝલ નથી,

યાદોની છે વાતો, અને મુલાકાતો ભરેલી યાદો,
થોડી ગણીક બસ વાતો છે, આ કોઈ ગઝલ નથી,

સુકાભઠ રણમાં લીલોતરી જેવી છે સૌંદર્યવાન,
પ્રિયતમા મારી સાક્ષાત છે, આ કોઈ ગઝલ નથી,

આંખોમાં ઉભરાયેલા એ આંસુઓનું થતું વર્ણન,
સ્પંદન અને સંવેદન જ છે, આ કોઈ ગઝલ નથી,

તું મને કહે ક્યારેક તને વર્ણવી દેવાનું અમસ્થા,
તારું શાબ્દિક બસ ચિત્ર છે, આ કોઈ ગઝલ નથી,

આમાં ક્યાં કોઈ મત્લા, રદીફ, કાફિયા કે છંદ છે,
બસ છુટાછવાયા શબ્દો છે, આ કોઈ ગઝલ નથી,

અછંદસિયા કવિના શબ્દોમાં દર્શાવેલું 'જીવન'
લાગણીના ઉભરાઓ જ છે, આ કોઈ ગઝલ નથી,

હાસ્ય, રુદન, વેદના પ્રેમના કોઈ જ ભાવો નથી,
શબ્દોમાં માત્ર સંવેદના છે, આ કોઈ ગઝલ નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૨ બપોરે, ૨૪ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૩૦. શોધમાં છે...

કોણ કહે છે કે આ સુરજ કોઈ શોધમાં છે,
બસ અંધકારની એ ઉભો વિરોધમાં છે,

દુનિયા નથી કોઈ ધર્મ-કર્મની દિશામાં,
માનવતા અંધવિશ્વાસી અવરોધમાં છે,

ગ્રંથો અને પુરાણો પણ સાતત્યપૂર્ણ છે,
ધર્મની બધી વાતો હવે પ્રતિશોધમાં છે,

કેટલી ફરિયાદો હોય દુનિયાની ઈશ્વરને,
કેટલીક મારી પણ હજુ સુધી નોંધમાં છે,

મળ્યો હતો એક દિવસ તો ઈશ્વર રસ્તે,
કહ્યું મને પાઠમાં સત્ય નથી, બોધમાં છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૧૧ રાત્રે, ૨૪ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૩૧. કેટલાય રાજ...

જીવનમાં કેટલાય રાજ છે,
જીવનનું સત્ય તો આજ છે,

રાજા તો આપણેય ખરા જ,
જુદા માથાઓ પર તાજ છે,

ચારેકોર ફેલાયેલો જગમાં,
એ સર્જનહારનો અવાજ છે,

આપણે આપણામાં મસ્ત,
પછી તો સંધુય રામરાજ છે,

લોકોના કહેવાનો નથી ડર,
એટલો સ્વયં પર નાજ છે,

જે કોઈનો નથી થઈ શક્યો,
આ એજ અપંગ સમાજ છે,

માણસાઈ જ્યારે સમજાય,
ત્યારે અદા સાચી નમાજ છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૨૯ રાત્રે, ૨૫ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૩૨. હું લખું છું.....

લે સામે હવે આવીને બેસ, હું લખું છું,
વીતેલ યાદોની કર વાત, હું લખું છું,

જરૂરી તો નથી ને, પ્રેમમાં કંઈક લખું,
ગમશે તને એ જ આશમાં, હું લખું છું,

પ્રેમની પરિભાષાઓ તો અઘરી છે,
તું વ્યાખ્યા તો સમજાવ, હું લખું છું,

ગણિત જેટલું પણ ભારે નથી હો કાઈ,
સમીકરણ તું જ સમજાવ, હું લખું છું,

હું ભૂગોળમાં ખોવાઈ રહ્યો હતો પણ,
સ્વર્ગના નકશાઓ બતાવ, હું લખું છું,

પરગ્રહ સુધી છેક જઇ આવ્યું છે મન,
કઇક તુજમાં દેખાય છે જે, હું લખું છું,

ચંદ્રમા કોઈ કહે છે પ્રકાશ, કોઈ આગ,
સુરજમાં ટાઢક તો બતાવ, હું લખું છું,

સુંદરતા ક્યાં મહોતાજ હોય ચહેરાની,
દેહના વળાંકો પણ બતાવ, હું લખું છું,

તું કપાળથી ચિંતાની રેખાઓ હટાવ,
હાસ્યને હોઠો પર છલકાવ, હું લખું છું,

બનીઠની નીકળી છો જાણે હિરોઈન,

તારૂ વ્યક્તિત્વ તો દર્શાવ, હું લખું છું,

મૃગજળ જેવી જ છે કે વાસ્તવિક પણ,
જરી સરખી તરસ છિપાવ, હું લખું છું,

વાદળમાં ખોવાયેલું નીર ભલેને રહી,
ભીંજાવા છાંટાઓ વરસાવ, હું લખું છું,

અહા, શુ રૂપ તમારું લાગે છે તડકામાં,
અંધારે પણ ડૂબકી લગાવ, હું લખું છું,

મને નથી સમજાતું હો પ્રેમનું વિજ્ઞાન,
તું જ કોઈ સિદ્ધાંતો સમજાવ, હું લખું છું,

પૂછ્યા કરતી ને શુ જોયા કરે મારામાં,
જે કાંઈ પણ જોયું છે તુજમાં, હું લખું છું,

એમ ન કહીશ કે શબ્દોના જાળ છોડ,
તારી લાગણીઓને જતાવ, હું લખું છું,

ધારદાર નથી હો શાસ્ત્રો પણ એટલા,
જેટલા શબ્દોના માર, બોલ હું લખું છું,

લગ્નેતર સંબંધો નથી ભલે આપણા,
પ્રેમની જરીક રેલી વર્ષાવ, હું લખું છું,

નવી યાદો સજાવવાની જરૂર નથી,
વિતેલ યાદોની કર વાત, હું લખું છું...

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૦૯ રાત્રે, ૧૭ ડિસેમ્બર ૨૦૧૭ )

# ૩૩૩. ખાલી મકાન

હવે આ મકાન ખાલી ખાલી લાગે છે,
જે પહેલા ભર્યું તર્યું લાગતું હતું,
હવે એમાં જાણે કંઇક ખૂટે છે,
છત, બારી, બારણા, આંગણું,
બધુંય હજુય એમને એમ છે,
છતાંય હવે ઘર ખાલી ખાલી લાગે છે,
કારણ નથી સમજાતું,
પણ હા, મીઠાસની ઉણપ વર્તાય છે,
જ્યાં એ ખાટલી પર બેસીને,
બા મને વઢતી, ને...
એજ ખાટલી હવે ખાલી પડી છે,
એ સ્ત્રી દેવી હતી કે વરદાન,
પણ હા,
નૂર, હૂર અને ખુશીઓનો સાગર,
હતી કે જેની કોઈ,
સીમાઓ હતી જ નહીં,
પણ એની કિંમત તો છેવટે,
ત્યારે જ સમજાઈ,
જ્યારે દુનિયાની ખુશીઓ વાળી,
આ બારી, ખાટલી, પાટલી, અને ઓસરી,
અરે આ આખુંય પ્રાંગણ અને,
કદાચ એંના ગયા પછી જ મને,
હવે આ મકાન ખાલી ખાલી લાગે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૯:૫૫ રાત્રી, ૨૮ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૩૪. દેશ મહાન

શુ કોઈ જાણે છે...?
કે પછી,
કોઈને ખબર છે,
કે આ ભારત દેશ,
હા...
આ દેશ આખર કેમ મહાન છે...?
એક એવો દેશ છે આ ભારત,
કે જ્યાં ૧૦૦ની ગણતરીમાં,
૮૦ આખાય બૈમાન છે...?
કારણ છે,
આ દેશની મહાનતાના પણ કારણો છે,
જાણવા છે ને...?
તો જાણો,
કારણ એ છે કે વધેલા ૨૦,
હા ૧૦૦ અને ૮૦ના તફાવતે,
વધેલા એજ ૨૦ જણા,
એટલા મહાન છે,
કે કદાચ,
એના આગળ ૮૦ના,
કર્મો પણ ઝાંખા પડી જાય છે,
અને ૨૦ની વ્યક્તિત્વતા આખા,
દેશને મહાન બનાવી જાય છે,
એવું નથી કે માત્ર એટલી જ,
આ કમાલ છે,
પણ હા,

આ ૨૦ માં આપણે પણ આવવાનું છે,
કેમ ન હોઈએ એ ૨૦માં,
દરેક જણ કહી શકે ને..
ભારત મારો દેશ છે,
અને હું માત્ર ભારતીય છું,
ધર્મ, જાતી અને ભેદભાવોથી મુક્ત,
હા, કદાચ...
મારો દેશ એટલે જ મહાન છે...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૫ બપોરે, ૩૦ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૩૫. હાસ્ય કવિતા

ક્યાં કહ્યું છે જાનું તને, તું મારી કાંઈ નથી,
સાંભળ બકુડી, કે તું કામવાળી બાઈ નથી,

બધે તારું નેટવર્ક તો બરાબર જામેલ છે,
પણ તું કોઈ નેટવર્ક નથી, કે વાઇફાઇ નથી,

વાળ વધાર્યા છે અને ઓળાવ્યા પણ નથી,
કોણ સમજાવે, તું સત્ય નથી કે સાઈ નથી,

જાતે જ કેમ કરી નાખે છે વાળનો સફાયો,
સાંભળ જાનું, તું બસ સ્ત્રી છો હો, નાઇ નથી,

વારંવાર કર્યા કરે હલાલ કરવાની  વાતો,
તુંય ગર્લફ્રેન્ડ છો મારી, કાઈ કસાઈ નથી,

જાતે પડી હતી, તું મારા પ્રેમમાં પહેલાથી,
મેં તો કાઈ તને બહેલાઈ કે ફોસલાઈ નથી,

હુકમ કેમ કર્યા કરે છે, વારંવાર આજકાલ,
હું કઈ શિવાજી નથી, કે તું જીજાબાઈ નથી,

ચુડેલ જેવી લાગે છે મેકઅપ ઉતર્યા પછી,
કદાચ આ વાત હજુય તને સમજાઈ નથી,

કોણે કહ્યું તને હવે મારી તું પરછાઈ નથી,
મેં બસ એમ કહ્યું, તું કામવાળી બાઈ નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૧૬ રાત્રે, ૩૧ જાન્યુ. ૨૦૧૬ )

# ૩૩૬. સત્ય જીવનનું

સાંભળ શુ કહે છે, પાણો,
કે હું એકલો જ છું શાણો,

જિંદગી ભલે જવાની,
આનંદ પૂર્વક જ માણો,

મોત છે જીવનનું સત્ય,
વાત જરૂરથી એ જાણો,

સજા તો તુજ કર્મોની છે,
કોઈ જ ન હોય ફલાણો,

પાપ વખતે લાજ નહીં,
પુણ્યમાં કેમ શરમાણો,

જોઈ દુઃખોને કોઈકના,
કેમ વારંવાર હરખાણો,

જિંદગી ભર પાપ કર્યા,
ત્યારે કેમ ન બીવાણો,

સમજતા આયખું ગયું,
છતાં તું એકલો જ શાણો,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૯ રાત્રે, ૨/૨/૧૭ )

# ૩૩૭. એ દીકરી છે...

આખા સમાજ માટે ભલેને ફૂટેલા ઠામની ઠીકરી છે,
પણ સાહેબ ઈશ્વરનો આશીર્વાદ સમી આ દીકરી છે,

કેમ નથી એને ભણાવતા ઘણાવતા ને સાચવતા,
ખબર છે..? બે કુળની તારણહાર ગુરુ આ દીકરી છે,

કહ્યા કરે ખિસ્સા ખાલી અને લક્ષ્મીનો વાસ નથી,
ઠુકરાવી જે સાક્ષાત લક્ષ્મીને એજ તો આ દીકરી છે,

કેટલાય ફૂલ છોડ ઉગાડ્યા છે ઘરના આંગણે તમે,
પણ અછત, જે ભાવોના અહેસાસની આ દીકરી છે,

ડુંગરે ડુંગરે જેની શોધ કરતો ફર્યા કરે છે, માનવી,
દેવીઓનું ઘરઆંગણે સાક્ષાત સ્વરૂપ આ દીકરી છે,

પથ્થર જેવા બાપના રુદિયામાં ક્યાંક છુપાયેલ,
દયાનું જીવંત તેજસ્વી સુવાળું રતન, આ દીકરી છે,

ભલે સમાજ માટે આ દુઃખોની બાંધેલી ગઠરી છે,
સાહેબ પ્રભુતણો સાક્ષાત આશીર્વાદ આ દીકરી છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૭ બપોર, ૩/૨/૨૦૧૭ )

# ૩૩૮. ખેંચાઈ જાઉં તો...?

તુજ આંખમાં ઉતરું ને પછી ખોવાઈ જાઉં તો...?
સમુદ્રમાં પછડાઉ હું, ને પછી ખેંચાઈ જાઉં તો...?

તારા પ્રેમની કિંમત, હું નથી જ કરી શકવાનો,
ખરીદતા કદાચ તને, સ્વ જ વેચાઇ જાઉં તો...?

હું કોઈ આરસપહાણનો કે પથ્થર તો નથી હો,
પણ તને કંડારવામાં, હું જ કોતરાઈ જાઉં તો...?

પ્રેમ કેટલો મારા દિલમાં છે, પણ નથી કહેતો,
તને કહેવા જતા જ, ક્યાંક શરમાઈ જાઉં તો...?

ચંદ્ર બનીને નિહાળવાના ઓરતા તો મનેય છે,
ડર છે તું હોય સામે, ને વાદળે સંતાઈ જાઉં તો...?

ક્યાં મૂર્તિના મંડાણ મુકવા છે આ સંસારના ચક્રે,
ભક્ત સમજી તને, હુંજ મૂર્તિમાં મંડાઈ જાઉં તો...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૮:૧૨ સવાર, ૦૫/૦૨/૨૦૧૭ )

# ૩૩૯. કેમ છો...?

મને હવે ન પૂછશો, કે કેમ છો...?
તમે કહેશો એમ છો,
અમે પણ કહીશું,
તમે જેમ છો એમ છો,
વાત કહું શુ એમની,
સપનાઓમાં પણ,
હતા નહીં એ,
કદીયે આજ પેલા,
તોય આજે આવીને કહે છે,
હા એજ કહે છે, કે...
બસ તમે સાક્ષાત નથી,
કા'તો,
મારી ભ્રમણા છો,
અથવા
મને અનુભવાતો,
મારી જ દ્રષ્ટિનો વહેમ છો,
મને હવે ન પૂછશો, કે કેમ છો...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૫૭ સાંજે, ૦૫/૦૨/૨૦૧૭ )

# ૩૪૦. સમજાઈ નથી...

એવું નથી કે તું કાઈ નથી,
છેલ્લે તું મારો ભાઈ નથી,

પૂજાય ભલે મંદિરે મંદિરે,
યાદ રાખજે તું સાઈ નથી,

ભલે દરેકની સાથે સતત,
પણ કોઈની પરછાઈ નથી,

સફળતા ભલે ને બધાની,
કોઈની તું વાહ વાઈ નથી,

પ્રેમ કરે તું સૌને એ સાચું,
પણ કોઈની તું માઈ નથી,

કણ જેવડો ને મણ જેવડો,
છતાં તું દાણો કે રાઈ નથી,

આ મહિમા કેટલી વિચિત્ર,
જાણી પણ સમજાઈ નથી,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૧૦ સવારે, ૨/૨/૧૭ )

# ૩૪૧ (૧). શહેરમાં

વાસ્તવિકતા લપાય છુપાય છે શહેરમાં,
માણસોથી માણસાઈ સંતાય છે શહેરમાં,

પ્રેમ, સંવેદન, લાગણીની વાતો છે જુદી,
ભાવનાઓ ખુલેઆમ વેચાય છે શહેરમાં,

ધર્મ અને સંસ્કારની વાત ગામડે શોભે,
શરમને તો અહીં નેવે મુકાય છે શહેરમાં,

કેટલું વિરલ લાગે છે, આકર્ષણ શહેરનું,
આવ્યા પછી, ઘણા પછતાય છે શહેરમાં,

ઈશ્વર, અલ્લાહ જેવું કઇ ખાસ નથી હોતું,
આસ્થાને પણ કિનારે ઠેલાય છે શહેરમાં,

મંદિર, મઝાર, ચર્ચ સત્ય નથી જીવનનું,
માણસઈની હાટડીઓ મેલાય છે શહેરમાં,

સંબંધો, સાથીઓ ને ભુલાય છે શહેરમાં,
માણસોથી, માણસાઈ સંતાય છે શહેરમાં,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૪૧ રાત્રી, ૦૭/૦૨/૨૦૧૭ )

# ૩૪૧ (2). હકાર

આજ ફરી એકવાર,
એ પૂછવાનો દિવસ છે,
તારો જવાબ,
જે,
મારા હંમેશા પૂછાતા,
સવાલના બદલે,
તારા દ્વારા આપતો રહ્યો છે,
યાદ છે મને,
આજ પણ યાદ જ છે,
તારો જવાબ,
છતાંય વારંવાર,
પૂછું છું હું,
ખબર છે કેમ...?
તો કહું,
બસ એટલા માટે જ,
કે
તારો આ સ્વભાવ,
તું નથી બદલી શકતી,
તો હું કેમ,
તારો તો રસ્તો નકાર છે,
જ્યારે,
મારો રસ્તો પ્રેમનો,
અને દરેક સવાલમાં હકાર છે,
ભલે તું નથી હરવાની,
મારે તારાથી જીતવું પણ ક્યાં છે,
તો પછી,
દરેક વખતે આ,
હાર મારી જ કેમ...?

~ સુલતાન સિંહ 'જીવન'
( ૦૯:૦૯ સવાર, ૦૮/૦૨/૨૦૧૭ )

# ૩૪૨. નયા છે... (હિન્દી+ગુજ્જુ મિક્ષ )

થોડીક શર્મ છે, અને કુછ બાકી હયા છે,
માહોલ નવો, જાણે બધું અહીં નયા છે,

ઘરોમેં જેને જેને કિસીને નથી સંગર્યા,
હિમાલય જૂનાગઢ વોહી તો રહ્યા છે,

ફિલહાલ પ્રેમીઓની શુ વ્યથાએ કહું,
બહોત ફેકેલા ફુલોના ઝખ્મો સહ્યા છે

જ્યારે જ્યારે મિલા છે ધોખા પ્રેમમાં,
પથ્થર દિલવાલોમેં, પાણી વહ્યા છે,

ઓહો તેરે જાનેકે પછીની શુ વાત કરું,
કિતને દિ દુસરી ગોતવામાં ગયા છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૨૦ સવાર, ૦૯/૦૨/૨૦૧૭ )

# ૩૪૩. કલામ કો સલામ

આ દેશ કેવો વિચિત્ર છે, દુશ્મન ને યુદ્ધ કમાન આપે છે,
ભણેલાગણેલા અફસરો પણ, મુર્ખોને સલામ આપે છે,

ભ્રષ્ટાચારની હદ થઈ, ભણતરના વ્યવસાયમાં પણ,
દુઃખ છે પેટનું, અને ડૉક્ટરો ઘસવા માટે બામ આપે છે,

ત્રેવડ જે દેશમાં નથી, પોતાની પ્રજાને સંભાળવાની,
એવા મૂરખા દેશોને સરકાર શાંતિના પૈગામ આપે છે,

પોતાનો દેશ વેચવા, ઘણા પોતાના જ તૈયાર થાય,
એજ દેશને પરદેશના નિઝામો શુદ્ધા સલામ આપે છે,

અહા ખુદાની પણ આ અદભુત કરામાત નિરાલી છે,
ધર્મના નામે આંધળા દેશમાં, અબ્દુલ કલામ આપે છે,

ભલે અહીં કોઈને નથી કદર આ પૂજ્ય ભારત ભૂમિની,
દેશ-પ્રેમી દરેક કલામને, 'સુલતાન' સલામ આપે છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૭:૫૨ રાત્રે, ૦૯/૦૨/૨૦૧૭ )

# ૩૪૪. પરમાત્મા

આ મહેલમાં મને જીવવું સહેલું લાગે છે,
પાયામાં મહેનતનું પાણી વહેલું લાગે છે,

કોઈ જાદુની તાકાત નથી આ શાંતિમાં,
અહલાદકતાનું જાદુ અહીં રહેલું લાગે છે,

નીંદર આ પ્રથમ વખત જ નથી આવી,
પણ આવેલુ શમણું મને પહેલું લાગે છે,

સર્જનહાર પોતે સ્વયં મુજમાં વ્યાપ્ત છે,
પરમાત્માએ પોતેજ મને કહેલું લાગે છે,

સવાર તો ક્યારની પડી ગઈ છે સંસારે,
છતાં મારુ ઉઠવું હવે મને વહેલું લાગે છે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૩૬ રાત્રે, ૩૦ જાન્યુ. ૨૦૧૭ )

# ૩૪૫. તડકો અને છાંયડો (હાસ્ય કવિતા)

ક્યાંક તડકો ક્યાંક છાંયડો હોય છે,
પતિ પણ ક્યારેક વાયડો હોય છે,

પ્રેમીની વાત તો નથી જ કરવી,
સાથ આપનારો ભાયડો હોય છે,

જેમ પત્નીને કેવાય છે બાયડી,
પતિ પણ એનો બાયડો હોય છે,

~ સુલતાન 'જીવન'
૧૧/૦૨/૨૦૧૭

# ૩૪૬. સ્પર્શ અને આદર્શ

વહેતા પાણીને કિનારે, પથ્થરનો સ્પર્શ થયો,
પહેલા થઈ વાત પછી, વાત પર વિમર્શ થયો,

સતત વહ્યા કરવાનો પણ કોઈ અર્થ તો નથી,
છતાં વર્ષોથી જાણે આ જ નિયમ આદર્શ થયો,

કેટલાય વાયદા અપાતા રહ્યા રોજ મળવાના,
પણ પાણીનો ક્યાં ક્યારી સાથે પરામર્શ થયો,

અઘરું હોય છે, કારણ સાથે પ્રીતને છોડી જવું,
દુકાળના સમયપર, વિયોગ પણ સહર્ષ થયો,

સહજ ક્યાં છે, પ્રિયની પસંદગી ને સ્વીકારવું,
પાણીને પથ્થરનો સબંધ સાર્થક નીદર્શ થયો,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૪૬ રાત્રે, ૧૩/૦૨/૨૦૧૭ )

# ૩૪૭. ચાખ્યા નથી...

પ્રેમમાં કોઈજ બંધનોને સ્પર્શમાં રાખ્યા નથી,
છતાંય એમના હોઠોને અમે હજુ ચાખ્યા નથી,

કોણ જાણે છે, કે આગળ જીવનમાં બીજું શું હશે,
હજુ કોઈએ સંબંધોને ભવિષ્યના ભાખ્યા નથી,

શબ્દો, સ્પર્શો, અહેસાસ, પળોને મેં સાચવી છે,
હજુ તારા સંવેદનોને અમૂલ્ય મેં નાખ્યા નથી,

ક્યાં તને ભૂલવાની ઈચ્છાઓ હતી આ દિલને,
પછી આવ, કહી દિલને દ્વાર હજુ વાખ્યા નથી,

એ કહે છે મારી લાગણીઓને તમે દુભાવી છે,
હજુ પણ અમે, હોઠોને સ્પર્શેલા ચાખ્યા નથી,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૨:૩૫ રાત્રી, ૧૫/૦૨/૨૦૧૭ )

# ૩૪૮. યાદ કરીને...

શુ કરું હવે હું પણ તને યાદ કરીને,
વિસરાયેલી બધી ફરિયાદ કરીને,

છોડી ગઈ છે સાવ મઝધારે,
નાવડીમાં ઉભા સાદ કરીને,

રણમાં વરસતા ઓંસ જેવી,
હાથમાં ઝીલી પ્રસાદ કરીને,

શુ કરું હવે હું પણ તને યાદ કરીને,
વિસરાયેલી બધી ફરિયાદ કરીને,

પ્રેમમાં આપીને વાયદાઓ,
ભૂલી છે બધું શરૂઆત કરીને,

ભલે પ્રેમમાં પાગલ ન હતી,
તડપાવે છે, રજુઆત કરીને,

શુ કરું હવે હું પણ તને યાદ કરીને,
વિસરાયેલી બધી ફરિયાદ કરીને,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૦૯:૦૬ સવાર, ૧૯/૦૨/૨૦૧૭ )

# ૩૪૯. જીવન 'સાઈઝિકી સ્વરૂપ'

આ જીવન છે શું,
વ્યથાઓનો,
ભવ,
કે કંઈક બીજું પણ,

કહેવાય અને,
સહેવાય,
પણ,
રહી તો ન જ શકાય,

આખર જીવન,
શુ નાટક,
જેવું,
ભજવાતું કેમ જાય,

બદલાવ પણ,
જોઈએ છે,
અને,
બદલાવું પણ નથી,

આખર જીવન,
તો આમજ,
સરી,
જવાનું વહેણ જેમ,

ક્યાં સુધી આમ,
ગુજારવું,

કોઈ,
મને સમજાવે તો ને,

ભલે જેમ હોય,
જીવીશું જ,
હવે,
ભલે જે હોય જીવન,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૧:૧૫ સવાર, ૧૯/૦૨/૨૦૧૭ )

[*સાઈઝિકી*  બંધારણ સ્વરૂપ 6-4-2-8]

# ૫૦. ઈશ્વર અલ્લા

ક્યારેક તો મંદિરોને મસ્જિદો કોઈકને ખટકશે,
ત્યારે જ ધર્મ પાછળની આંધળી દોટ અટકશે,

ધર્મનું ચડેલું આંધળું જૂનુંન આ જે તબાહી કરે,
પણ ત્યારે જ એ અંધવિશ્વાસ શુળીએ લટકશે,

અલ્લાહ ઈશ્વરના ભેદી જવાબ ભલે લઈ બેઠા,
પાછા અસત્યની રાહેથી એ બહુ જલ્દી છટકશે

આ ધરતીનું દરેક તત્વ એકાકાર તો એટલું છે,
ઇચ્છસે જ્યારે આતમ, ત્યારે જ આંખ મટકશે,

કેમ નથી ડરતો આ યુગનો માણસ અહર્નિશ,
પ્રકૃતિ પણ થાકશે ત્યારે વિનશી કેર ઝટકશે,

ખુદા તું જ મારા ઈશ્વરને હવે તો મળાવી દેને,
પછી ક્યાં પાછો જીવ વારંવાર પ્રાણો પટકશે,

~સુલતાન સિંહ 'જીવન'
( ૧:૪૩ બપોર, ૦૮/૦૩/૨૦૧૭ )

# -: About Author :-




નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી

મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com


સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)